માહાકવિ અને ધારાધિપતિ.

# કાળીદાસ—ભોજ.

## નાટકનાં ગાયનો.

શ્રી સુંદરવિલાસ નાટક કંપની માટે.

રચી પ્રસિદ્ધ કરનાર
સુરત નિવાસી
પા. રણછોડદાસ ભાઇચંદ આમલીવાળા.

આવૃત્તિ પેહેલી પ્રત ૨૦૦૦



અમદાવાદમાં.

અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં

સંવત ૧૯૬૩ ઇ. સ. ૧૯૦૬

કિંમત બે આના.

## પાત્રોનાં નામ

વિજયસિંહ..................વિજયવંતીનો રાજા.
ગુણગંભીર..................વિજયસિંહનો પ્રધાન.
ઝેરીમલ....................પ્રધાન પુત્ર.
કાળીદાસ............ ..... બટકતો મુર્ખ બ્રાહ્મણ પછી શીઘ્ર કવિ.
ભોજ.......................ધારા નગરીનો રાજા.
લ્હેરીલાલ.... ............ ...ધારા નગરીનો લંપટ સોની.
ટલીઓ........ ............એક ભિક્ષુક બ્રાહ્મણ.
ત્રિપુરાશંકર...... ...... ...વિદ્યાગુરૂ.

### સ્ત્રી વર્ગ.

શ્રીદેવી...............વિજયસિંહની પુત્રી.
મોતી, માલતી, મોંઘી ...............શ્રીદેવીની દાસીઓ.
મહાકાળી...............જોગમાયાનો અવતાર.
લીલાદેવી...............ભોજ રાજાની સ્ત્રી.
વિલાસવતી...... ... ...ધારા નગ્રની ગુણીકા.
અમથી...............વિલાસવતીની મા.
મોતડી, સુરેખા, કાન્તા ............ ...વિલાસીની દાસીઓ.
તરંગવતી, પ્રભાવતી, પાર્વતી ... ... ...લીલાદેવીની દાસીઓ.

એ સિવાય છોકરાઓ, ગામેતો, દાસ, દાસીઓ, ફોજદાર. સિપાઈઓ. ચોબદારો, વારાંગનાઓ વિગેરે—

# ખેલનો ટુંકસાર.

## અંક પહેલો.

પ્રારંભે સુત્રધાર મંગળ સ્તવન કરે છે.

**પ્ર. ૧ લો**—શાળામાં ઝેરીમલે શ્રીદેવી પાસે પ્રેમની માગણી કરવી, શ્રીદેવીએ ઝેરીમલને તિરસ્કાર આપવો, ઝેરીમલે તે બાબત પેટમાં ડંસ રાખવો.

**પ્ર. ૨ જો**—વિજયસિંહને પ્રધાન ગુણગંભીર વચ્ચે શ્રીદેવીના લગ્ન વિશે વાતચીત.

**પ્ર. ૩ જો**—પોતાના પિતાનો અભિપ્રાય લઇ પોતાનું વેર વાળવાના ઇરાદાથી શ્રીદેવી માટે મુર્ખ સ્વામીની શોધમાં ઝેરીમલે જવું.

**પ્ર ૪ થો**—ઘણી મુસાફરીમાં ફરતો ફરતો આવેલ ઝેરીમલ જંગલમાં એક રમણ્ય સરોવર પાસે પોતાનો તંબુ નાંખી પડયો છે ત્યાં એક મુર્ખ દ્વીજ પુત્રનો મેળાપ થવો જેનું નામ કાળીઓ છે તેની સાથે વાતચીત કરતાં તે બ્રાહ્મણ પુત્ર બહુજ મુર્ખ છે એમ સમજાયું જેથી તેને રાજકુંવરનો પોશાક પહેરાવી શ્રીદેવી સાથે લગ્ન કરાવાના ઇરાદાથી પોતાની સાથે લઇ જવો.

**પ્ર. ૫ મો**—જાનીવાસાનો મુકામ, શ્રીદેવીના પિતાનું ત્યાં આવવું, ને કાળીદાસ સાથે વાતચીત કરવી, દરમ્યાન ઝેરીમલે ભોળા રાજાને કપટ યુક્તિથી કાળીઓ ચતુર રાજકુમાર છે એમ ઠસાવી તાકીદે લગ્ન કરી આપવા બાબત વિજયસિંહને ભલામણ કરવી.

**પ્ર ૬ ઠો**—શ્રીદેવીને કાળીઆની મુલાકાત પરસ્પર વાતચીતમાં કાળીઓ મુર્ખ છે એમ શ્રીદેવીએ સમજી જવું, જેથી પોતે શોક સમુદ્રમાં ડુબી કલ્પાંત કરવો. છેવટે કાળીઆનું ત્યાંથી દુર થવું. શ્રીદેવીએ પાછળ જોગણ થઇ કાળીઆના શોધમાં નીકળવું.

**પ્ર. ૭ મો**—વિજયસિંહને શ્રીદેવીના લગ્નની જાહોજલાલીનુ આનંદમાં ઓચીંતા માઠા પરિણામના સમાચાર મળવા, રાજાનું અફસોસમાં પડવું.

**પ્ર. ૮ મો**—અઘોર જંગલમાં મહાકાળીના દેરા પાસે મુર્ખ કાળીઆનું આવવું, ઝેરીમલનો મેળાપ. તેણે કાળીઆને કુબુદ્ધિ આપવી, બાદ મહાકાળીનું પ્રગટ થવું ને મુર્ખ કાળીઆની પ્રેમ લક્ષણા જોઇ માતાનું પ્રસન થવું, ને કાળીઆને વરદાન આપી તેની જીભ્હા ઉપર બીજ મંત્ર લખી આપવો, જેથી તેને સરસ્વતી પ્રસન્ન થાય છે ને મુર્ખ મટી ડાહ્યો, વિદ્વાન, ને જ્ઞાની બની જાય છે. બાદ તેજ સ્થળે શ્રીદેવીનું આવવું ને પોતાના પતિને ઓળખવો, ને કાળીદાસ ચતુર પરાક્રમી છે. એમ ખાત્રી થવાથી પોતાની ભુલનો પસ્તાવો કરવો. પછી કાળીદાસને શ્રીદેવી વચ્ચે પ્રેમના અંકુર ફુટવા ઝેરીમલે તે જોઈ પોતાનો જીવ બાળવો. બાદ શ્રીદેવી તથા કાળીદાસનું ધારા નગર તરફ જવું ને ઝેરીમલે પણ તેમની પુઠ લેવી—

---

ડ્રૉપ.

## અંક ૨ જો.

**પ્ર. ૧ લો**—વિલાસવતીને ઝેરીમલનો મેળાપ, દરમ્યાન વાતચીતમાં ઝેરીમલે વિલાસવતીની ખુશાનુંમાં ગંમત કરવી.

**પ્ર. ૨ જો**—ભોજને ઝેરીમલનો મેળાપ થવો ને ભોજે ઝેરીમલને પોતાના દરબારમાં નોકરી આપવી.

**પ્ર. ૩ જો**—જંગલમાં દાળિદ્ર બ્રાહ્મણને કુવે પડી મરતાં તેને કાળીદાસે બચાવવો, ને તેના ગુજરાન માટે ટેલ લખી આપી વિદાય કરવો.

**પ્ર. ૪ થો**—ટેલીઆ ભટે ટેલ નાખવી ભોજની રાણી લીલાદેવીને ખોટો વહેમ પડવો. જેથી ટેલીઓ તથા કાળીદાસને પકડી મંગાવી ભોજના દરબારમાં રજુ કરાવવા.

**પ્ર. ૫ મો**—ટેલીઆની ટેલનો ખુલાસો થવો તે બાબત કાળીદાસે ઉત્તમમાન પામવું, ને ભોજ રાજાએ સર્વ પંડીતોમાં કાળીદાસને મહાકાવિની ઉત્તમ પદ્દી આપવી પંડીત સભામાં [illegible] કરી આપવો, ને પંડી[illegible]એ દ્વેશ ધરવો.

---

ડ્રૉપ ૨ જો.

## અંક ત્રીજો.

પ્ર. ૧ લો—વિલાસવતીનું કાળીદાસ ઉપર મોહાન્ધ થવું, ને ત્યાંથી કાળીદાસનું પ્રેમાલિંગન લેવા જવું.

પ્ર. ૨ જો—કવિનું શયનગૃહ ત્યાં વિલાસવતીનું આવવું, ને કાળીદાસ પ્રત્યે પોતાનો વિકારી પ્રેમ દર્શાવવો, દરમ્યાન કાળીદાસે વિલાસવતીને સદ્બોધ આપવો વિલાસવતીએ તે શુભ ઉપદેશ ગ્રહણ કરી કાળીદાસને પોતાના સદ્ગુરૂ તરીકે માનવા.

પ્ર. ૩ જો—કાળીદાસ ભોજ ને ઝેરીમલનું શિકારે જવું, ને ત્યાં રાજાને તૃષા લાગવી પણ રાણી લીલાદેવીનું મુખ જોયાવિના પોતે અનજળ ન લેવું એવો નિયમ હોવાને લીધે પોતે જળ પીતો નથી ત્યારે કાળીદાસે મહાકાળીની સ્હાયતાથી એક પાંદડા ઉપર કટારની અણીથી રાણીની છબી ચીતરી બતાવવી તે જોઈ રાજા ભોજે ખુશ થવું. પણ તે છબીમાં ગુહ્ય સ્થાનપર લાખુ આવવાથી ઝેરીમલે પોતાનું જુનુ વેર લેવા માટે લીલાદેવીને કાળીદાસ વચ્ચે ખરાબ વ્હેવાર છે. એવી શંકા બેસાડવી જેથી ભોજનું કાળીદાસપર ગુસ્સે થવું.

પ્ર. ૪ થો—કાળીદાસ ઉપર દ્વેશ ચલાવનારા પંડીતો તથા ઝેરીમલે મળી તરંગવતી દાસીને ફોડવીને લાંચ આપી કાળીદાસને લીલાદેવી વચ્ચે વિકારી પ્રેમ છે એવી શંકા બેસાડવા તરંગવતી પાસે હા કહેવડાવવી, તેને મોતીની માળા આપવી, બાદ તરંગવતીએ ઊંઘી જવાનો ડોળ કરી સ્વપ્નામાં લવતી હોય એવો ઢોંગ દર્શાવી રાજાની શંકાને મજબુત કરવી. બાદ ભોજને કાળીદાસ વચ્ચે વાતચીત, દરમ્યાન રાણીનુ હાસ્ય થવું જેથી ભોજને વધુ વ્હેમ પડવો. ને કાળીદાસને મારાને હાથ સોંપવા.

પ્ર. ૫ મો—કાળીદાસને મારવા માટે વધસ્થાનમાં મોકલ્યા બાબત કાન્તાએ વિલાસવતીને ખબર આપવી. જેથી વિલાસવતીએ કાન્તા સહીત કાળીદાસને છોડાવા જવું.

પ્ર. ૬ ઠ્ઠો—મારાઓએ કાળીદાસને મારવાની તૈયારી કરવી, દરમ્યાન વિલાસવતીએ ત્યાં આવી કાળીદાસને છોડાવી પોતાને ઘેર લઈ જવા.

પ્ર. ૭ મો—ભોજરાજા યજ્ઞ કરવા બેઠા છે. ત્યાં લીલાદેવીનું આવવું, ત્યાં રાજાએ ગુહ્ય મેહેણું મારવાં રાણીએ પોતાનું સત્ય દર્શાવવા અગ્નિકુંડમાં પડતુ નાખવું, દરમ્યાન કુંડમાંથી અગ્નિદેવનું પ્રગટ થવું. ને રાણીને પડતી અટકાવી તે સતિ છે એવું ભોજને દર્શાવી રાજાને પોતાની ભુલ વિશે ઘણોજ ઠપકો આપી ગમન કરવું. ને ભોજનું પસ્તાવામાં પડવું. દરમ્યાન તરંગવતી તથા ઝેરીમલનું પકડાઇને ત્યાં આવવું. ભોજે ઝેરીમલ પાસે કરેલી ખટપટનો ગુનો કબુલ કરાવવો ને તરંગવતી તથા ઝેરીમલને સખત શિક્ષા કરવી. બાદ શ્રીદેવીએ ત્યાં આવી કાળીદાસની ભાળ પુછવી. ભોજે કવિ માર્યો ગયા છે એવી ખબર આપવી, શ્રીદેવીએ તે વાત નહિં માનવી, ને કવિની ખોળ કરવા અધુરી શમસ્યા લખી આપી પોતે વિદાય થવું.

પ્ર. ૮ મો—શ્રીદેવીની લખી આપેલી શમસ્યા પુર્ણ કરનારને ભારે ઇનામ આપવા ભોજે ઢંઢેરો પીટાવવો, તે બાબત કાન્તાએ વિલાસવતીને ખબર આપવી. દરમ્યાન જંગલમાંથી ફરતા કાળીદાસનું વિલાસવતીને ઘેર છુપી રીતે આવવું, વિલાસવતીએ અધુરી શમસ્યાનો ખુલાસો કાળીદાસને પુછવો. મહાકવિએ તે શમસ્યા પુર્ણ કરવી.

પ્ર. ૯ મો—ભોજના દરબારમાં વિલાસવતીએ અધુરી શમસ્યા પુર્ણ કરવા આવવું, ને પુર્ણ કરતાં વાતમાં પકડાઈ જવું. જેથી આ શમસ્યા પુર્ણ કરનાર કાળીદાસજ છે, એવું ભોજનું સમજી જવું. ને કાળીદાસ ક્યાંછે તે વિષે વિલાસવતીને પુછવું. વિલાસવતી કવિને મેળવી આપવા કબુલ થવું, બાદ કાળીદાસની લાસની ગાંસડી પોલીસે દરબારમાં રજુ કરવી, તે જોઈ રાજાએ આપઘાત કરવો. ને તે જોઈ શ્રીદેવીએ પણ પોતાનો પ્રાણ ત્યાગ કરવો. આવો કમકમાટ ભરેલો બનાવ બનવાનું કારણ હું પોતેજ છું. એમ ધારી વિલાસવતીએ પોતાની દેહ પાડવી. આ ત્રાસ જોઈ સર્વે સભાએ પણ મરવા તૈયાર થવું. દરમ્યાન મહાકાળીએ પ્રગટ થઈ સર્વને મરતા અટકાવવા ને ચારે શબને સજીવન કરી આપી અલોપ થઈ જવું. સમાપ્ત.

ॐ.

तत्सत् परमात्मने नमः

महाकवि અને ધારાધિપતિ.

# કાળીદાસ—ભોજ.

સુત્રધર— ૧

શ્રીજી માહારાજ માગુ શરણું તમારૂં,
પ્રગટ પ્રભુ પીછાન્યા ધન ભાગ્ય મારૂં શ્રીજી૦
અખંડ મોરારી છતા થયા અવતારી,
મનુષ્ય લીલા બતાવી ગુણ શા ઉચ્ચારૂં શ્રીજી૦
રામરૂપે રાવણ માર્યો કૃષ્ણે કંસને સંહાર્યો,
થયા સેહેજાનંદ સેહેજે અધમ ઓધારૂ શ્રીજી૦
ગઢડા ગોકુળ સમ કીધુ ઘેલા નીર પ્રેમે પીધુ,
દાદા ખાચરને દીધુ મોક્ષ પદ પ્યારૂં શ્રીજી૦

૨

છોકરાઓ—શરણુ ચરણુ તાહરે તું લે સરસ્વતિ
ભાગ્યદેવી થા પ્રસન્ન માત ભગવતી શરણુ૦
હંસ વાહીની દૈત્ય નાશીની ક્લેશ છેદની તું જનુની
શસ્ત્ર ધારણી બ્રહ્મ ચારણી કષ્ટ ખારણી તનમનની.
બલીહારી બલીહારી ભયહરી સુંદરી છો સરસ્વતી. શ૦

૩

૧ છોકરો—મારી દમડીમા ઓ મારી દમડીમા ઝટપટ મુજ પાસે આજા
દમડી આવે સર્વે આવે ગાડી વાડી લાડી
નોકર ચાકર માલ મલીદા ખાવા દા,ડી દા,ડી મારી૦

૪

શ્રીદેવી—જાજા ચાકરડા ઠાકર શું થાશે ગુલામ
હંસ ચારાને હાડીયા તું ચરશે ન ચાડીયા તું
નથી ગુંજાસ ત્હારી નીમક હરામ જાજા૦

ગરીમલ્લ—બોલી તું પછી ખેદ કરશે

શ્રાદેવી—લખ્યા વિધીના નહિં ફરશે

**ઝેરીમલ**—કર વિચાર

**આદેવા**—જા ગમાર

નેકીને નાથ સાહેકારી છે તું લાચારી છે. જા૦

**ગુણગંભીર**— ૫

નીમક રૂંવે રૂંવે વાપ્યું તમારૂં કીંમતમાં શું છે જીવતર મારૂં. નીમક.
કુળ શેવકનું આપ રજકથી જીવી રૂરે છે તે કેમ વિસારૂં. નીમક.
ધિક ધિક જન જેહ લુણ હરામી ભોગવે તેહ ઘોર નર્ક અંધારૂં. નીમક.
સ્વામી શેવા શુદ્ધ મન કર છે તેહ તરે છે આ ભવજળ ખારૂં. નીમક.

**ઝેરીમલ**— ૬

ખાખ બનાવું તુંજ તનમન શ્રી દેવી સંભાળ,
રોમ રોમ પ્રગટાવુ રહી તવ અંતરમાં ઝવાળ.
ધૂળ મીલાવું તવ જોબન કાપુ સુખની ડાળ,
રૂપ ગુણ વિધાપર ત્હારી છોડું છુટી નાળ.
આણું તવ પર આળ.
તેલ સુગંધાથી સીંચેલા ખેંચી કાઢું વાળ,
ગુલામ જોજે ગુલામ આ તુંજ પળમાં કરશે કાળ રોમ.

**સર્વ છોકરા**— ૭

અલ્યા દોસ્તો આવો આવો સૌ સૌની લખોટી લાવો

**૧ છોકરો**—બચ્ચાજી આવા જાઓ,

**૨ છોકરો**—એક બીજા બીરૂ થાઓ,

**૩ છોકરો**—સૌના જથા બંધાઓ,

**૪ છોકરો**—પછી રમત ચલાવો અલ્યા૦

**૨ છોકરો**—ખેલા ટચ્ચાક હો,

**૧ છોકરો**—મારા ઠચ્ચાક હો,

**૪ છોકરો**—ફુટ ભચ્ચાક હો,

**૩ છોકરો**—નાવે કચ્ચાસ હો અલ્યા૦

**૧ છોકરો**—આજે ઠીક ગંમત થઈ છે,

**૨ છોકરો**—મા મેતાની મરી ગઇ છે,

**૩ છોકરો**—સારે તો છુટી થઈ છે,

**૪ છોકરો**—આનંદ મન ભલો છે અલ્યા૦

**કાળીઆ**— ૮

હાલ જીવડા ચોપડી ખાઉં ખાઇને રાજી થાઉં.

**ઝેરીમલ**—ચાલા ચતુ છલડા.

**કાળીદાસ**—બન્યા છીએ બે ઘડીના રાજા જોઈલ્યો મારી મઝા. ચાલો.

**ઝેરીમલ**— ૯

રતી વિના નર એક રતીના રતી વિનાનું છે નવ કાંય,
રાજાને ભિક્ષુક બનાવે વળી રંકને કરતી રાય.
વાહ રતી છ કૃતિ અદભુત તારી.
નાખું અવળા પાસા પડે સવળા ખાસા,
તું ધારે તો કરે તરણાનો મેરૂ ભારી વાહ.
ઝાલે વિષધરતો મોત મળેછે પામે મણી તેનું તું જો ફળેછે.
એવી ખુબી ન્યારી બલીહારી બલીહારી રતી.

**શ્રીદેવી**— ૧૦

ધૂળ મળ્યું હાય જીવતર મ્હારૂં મુર્ખ પતિ સંગ શું મન હારૂં. ધૂળ.
વેર કીયા ભવનાં આ લીધાં દુષ્ટ પાપીએ દગાજ દીધા,
નીમકહરામી થતા નવ બાધા હામ થજો નીચ નર્કમાં તારૂં. ધૂળ.
પય પાઇને વિષધર પાળ્યો ડસ્યો તે ન વળે હવે વાળ્યો,
મનખો મુજ અરે હાય બાળ્યો મુક્યો સુખમાં હુતાશને દારૂ. ધૂળ.

**શ્રીદેવી**— ૧૧

બની બાલી જોગન પ્યારા પીઉને મળુ
પીયુને મળુ ન ખાળી કોઇથી ખળુ. બની.

**દાસીઓ**—સંકટ કેમ સેહસો બાઇ વનના મુકી વૈભવ સુખ,

**શ્રીદેવી**—આગ ઉઠી એ વૈભવ સુખમાં વ્હાલા વિના એહ જોઇને બળુ.બની
કફની પેહરૂં ભષ્મ રમાવું સુંદર તીલક બનાવું,
કરમાળા લઇ વન વન ભટકું પીયુ પીયુ અલેક જગાવું.
સ્થળે સ્થળમાં પણ બની.

**વિજયસિંહ**— ૧૨

આનંદ છે આનંદ અતિ દીલમાં
બહુ ઉમંગ વ્યાપ્યો અંગ જામ્યો રંગ. આનંદ.
લગ્ન થયા મમ પ્યારી તનયાના
પુરજન વાહ સઉ રાચે રંગ રસમાં
સાર્થક થયું સંકટ ગયું
ધન ધન જન સઉ રમે રંગ માંહે આનંદ.

**શ્રીદેવી**— ૧૩

કરમાળ લઈ પ્રિય નામની જપુ મંત્ર મનમોહન.
પીયુ પીયુ રટુ પોહાર આઠ મુખે કંથશું બસ કંથ. જપુ
જોગણ બના ભાગણ બના ભટકી મરૂં તનમન,

જો દર્શનદે નાથજી કરૂં ખાખ આ તનમન. જપુ
આહારને નિંદ્રા ગઈ રહી એક પ્રિયતમ ધુન,
સ્વમ રૂશુમી જાગ્રતામાં જખુ પિયુ દર્શન. જપુ

**શ્રીદેવી** ૧૪

જઈ કહે સંદેશો મારા સ્યામને એ શશિ તું તો જઇ કહે સંદેશો મારા સ્યામને
આજની રજની તુ વીરા વ્હેલોરે વિસરજે,
કે ત્વરાથી પહોંચે પતિ ધામને. એશશિ
કહેજે કે જપે છે જાપ નારીરે તમારા,
રાત દીવસ રટતી આપ નામને. એશશિ
વૃંદથી વિખુટી જેમ હરણી ભમે વનમાં,
કયાં જઇને લેય તે આરામને. એશશિ

**કાળીદાસ—** ૧૫

ચાલો રંગીલી છબીલી ચંચળ ચતુરા કુમકુમ ઉડાવો,
**શ્રીદેવી**—આવો રંગના જંગમાં ભાગ ભરી પ્રેમરસ પીયોને પાવો. ચાલો
**કાળીદાસ**—કાળી તણી થઇ ખુબ કૃપાય,
**શ્રીદેવી**—મન મારૂં હર્ષાય,
**બંને** અમરગાંઠ બાંધી માતાએ. અમરગાંઠ.
**ઝેરીમલ**—ઝેરીમલ ઝેર ખાયે. ચાલો.

**ઝેરીમલ—** ૧૬

જાવું હું ઘારમાં બોજની ઠારમાં,
ભપકા ભારમાં રહું દરબારમાં,
ફંદમાં ફસાવી જકડુ જઇ
પાથરૂ જાળ પાખંડની પુર,
બોજથી બાળ હું ગોઠવી તાલકું,
મળવી વ્હાલકું સુછનો બાલકુ,
થઈ કરીશ પાપી સુરચુર. જાવુંહું૦

## ડ્રોપ ૪ લો.

## અંક ૨ બીજો.

**વિલાસવતી—** ૧૭

પ્રેમઘેલી નાજુક અલબેલી વલી હું ફુલની,

હીરા મોતીથી મોંઘા મુલની. પ્રેમ૦
મારૂં વિલાસી નામ છે છળવાનું કામ છે,
લટપટ કરી ખટપટ કરી ઘેલી કઢાવું કોઈ ફુલની. પ્રેમ૦
જરા ચઢાવું ભ્રકુટી કમાન મારૂં તીરછી નજરે નેન બાણુ
કરૂં પાણી પાણી થાય દઈ ભુલની. મારૂં૦

**વિલાસવતી**— ૧૮

નજરીયાં પ્રેમની મુને મારી પડયો ભાવ કાળજડામાં કારી. નજરી.
જળ જમુના જળ ભરવા હું ગઈતીરે ઘેરી મુને ગીરધારી. નજરી.
કર પકડી વાત મીઠી ઉચારીરે પ્રેમની ધુન પ્રસારી. નજરી.
ધીમુ બોલી કાંક કાનમાં ફાધુને પાઈ દીધું પ્રેમ વારી. નજરી.

**વિલાસવતી**— ૧૯

હવે પતિવ્રતા પણ લઈશું,

**લ્હેરીલાલ**—આપણુ પણ સતીયા થઈશું.

**અમથી**—મેં પણ કુવત્તી છોડી,

**ઝેરીમલ**—બગલા બગલીની જોડી.

**વિલાસવતી**—છોડીશું છળના ચાળા,

**લ્હેરીલાલ**—ભજશું ભગવતની માળા.

**અમથી**—આપણુ પણ અહીંથી જઈશું કાસીએ કરવત લઈશું.

**ઝેરીમલ**—અરે વાહરે ગર્ધવ ગંગામાં ન્હાયે નાનારે તો એ નવ પ્રાશ્ચિત જાએ.

**ત્રણે**—સ્મરીશું હવે તો સારંગ પ્રાણી.

**ઝેરીમલ**—વાહ વાહરે એ ભગતને ભગતાણી. હવે૦

**ટેલીઓ**— ૨૦

હાલ હવે હું બનીશ મ્હોટો હેઠીઓ,
ભટભટાણી માણુ હું રંગની રેલ.
બનું હું છેલ બટાકને મોહના રાણી થાહે નાજુક ભટાણી. હાલ.
હોને મઢાવું ઘરબારને બારણે બેહાકુ છડીદારને,
ખમા ખમા પોકરાવું મારી લશ્કાર પછી જુવો બ્હાર
ટેલીઆ ભટના ભાઈ મણા નવ રાખું કાંઈ. હાલ.

**દરબારીઓ**— ૨૧

નૃપેંદ્ર નેક ટેકથી સવાઈ જામો જગ જેમ જયથી છવાઈ
ગુણ રહો ભોજ રાજના ગવાઈ સુખદાઈ રે વધાઈ. નૃપેંદ્ર૦

વાધો દ્રુમ વાધો દ્રુમ સુખના સંપત લુમ,
જામો ફળ બળ ભયથીજ પાડો અરી બુમ.

ધારાપતિ મતિ અતિ શુભકૃતિ પામો અમર રહો મહારાજા.

પ્રજાજન તનમનથી આશીશના વચન આપે છે પામો ચમન
જીવો જુગ જુગ જનહીત ધારાના રાજન. નૃપેંદ્ર૦

કાળીદાસ— ૨૨

કરી આપુ સાબીતી મારી નથી વાતએ લેશ બિકારી. કરી૦
બાલ્યાને વૃદ્ધાવસ્થા આગળ પાછળની ટાળી,

મધ્યેની યુવાને પકડી લે કાબુમાં તારી. કરી૦
જુવાનીને પ્રેમ પ્રભુને પાશો અમ્રત ધારી,

તો પદવી મળશે મહા મોટી મોક્ષ ગતિની ભારી. કરી૦

સર્વે દરબાર— ૨૩

નાચો ગાવો સખીરી છોમ છનનન છોમ છનનન
છોમ છનનન છોમ ( ૨ ) ટેક૦

આનંદ આનંદ મંગળ મંગળ ધન્ય થયા કાળીદાસ કવિ

રંગ સહુ અંગ ઉમંગના ઝંગ ( ૨ ) નાચો૦
ધારાપતિ ગતિ મતિ અતિ

શુભકૃતિ છતિ થઈ તપો રતિ રીઝે રાધાપતિ
અમર કાય રહો સદાય સત્ય ન્યાય પામો પ્રજાય (૨) નાચો૦

## ડ્રોપ ૨ જો.

છોકરીઓ. ૨૪

છાઈ ધટા ધનઘોર આવે છે ઝરમર ઝરમર મેઉલો,
ટહુકે કોયલને મોર બહેકે છે બાગે સુંદીર કેવડો.

ઓઢયાં અવનીએ લીલાં ચીર નીરે ભરાયાં નદીનાં તીર.
રમીયે સહીયર રંગમાં છાઈ

મલકાવે મુખ મલપતિ વિજ કરી ચમકાર,
હસતી સહીયર ભુમીના જોઈ સરસ શણગાર.

ખીલી રહ્યા છેરે તરૂવર સુંદીર ખીલી રહ્યાં છેરે,

પવન લ્હેરમાં લ્હેકી રહી ખુબ હીલી રહ્યાં છેરે.

શોભા સારીરે નિહાળી નૌતમ આનંદકારીરે,
થયા પ્રફુલીત જોઈ ચોમાસાની આ બલિહારીરે.

રમો રસીલી રંગમાં રસીલી રંગમાં ગરબે આનંદના જંગમાં,

આવો આવો ઉમંગમાં ગાવો ઉમંગમાં સરખી સાહેલીના સંગમાં
ખુબ ગાજે ઘન ઘનનન નાદ વાજે ઘન ઘનનન,
મન મ્હાલે છે અંગમાં મ્હાલે છે અંગમાં સુખકર સુખના તરંગમાં રમી.

**વિલાસવતી—** ૨૫

અરે આમ શીદ દીવાનું થાય મનવા માન તજી તાન તારૂં તું,
લોભાએ ઝાંઝવાના જળે કવિ કળે ઠગાય ઠગારૂં તું. અરે.
મળવા ધારે તું તેને પણ તે નહિં સંભારે,
પતંગ પ્રાણ ત્યાગે પણ દીપ નહિં વિચારે.
અંકુર અંગના કરી પ્રફુલીત ભેટવાને ધારે.
એ કવિ શું આશ ત્હારી પુરશે લગારે.
ઝંખે સ્વપ્નામાં કવિ કવિ કવિ શું ઉચ્ચારે તું. અરે.

**કાન્તા—** ૨૬

નિશ્ચે તે અંધ બને વિષ વ્યાપે મદનનુરે. નિશ્ચે.
કામ કામઠી વાગે જેને લજ્યા નવ કોની રહે તેને,
તનમન હાલ બેહાલ બની જાએ તે જનનુરે
બની જાએ તે જનનુરે. વિષ.
કામકુંડમાં તુળશી પડીઆ નૌકા સમજી શબપર ચઢીઆ,
વિષધર દોર લહીને અડીઆ ભુલી તનનુરે.
ભાન ભુલીને તનનુરે. વિષ.
બગની દારા સરખા લેખે જ્યાં ત્યાં કામ ચરીત્ર દેખે,
એજ મતે પ્રભુને પેખે દુઃખ જાએ ભવનુરે.
ખરે દુઃખ જાએ ભવનુરે. વિષ.

**કાન્તા—** ૨૭

બની ઠણી કવિકાન્ત ભણી જઇને શું કરશો,
પ્રેમઘેલી બની અલબેલી સાહેલી શું કરશો.
બોલો બોલો શરમાવો શું કામ,

**વિલાસવતી**—ઘેલી થા માં આમ. સાહેલી
કર સોંપીશ હું એને મારો પ્રેમ ચખાડીશ હાં પ્યારો.

**કાન્તા**—અરે વાહરે રસીલી,
**વિલાસવતી**—જા ઠઠ્ઠાનો કર ન ચાળો.
**કાન્તા**—જઇને શું ઉચરશો.
**વિલાસવતી**—ચુપ.
**કાન્તા**—મનમોહનને વરશો,
**વિલાસવતી**—ચુપ કરે શું મીઠો ટાળો.
**કાન્તા**—રંગે રમી આવો જાઓ જાઓ.
**વિલાસવતી**—બસ,
**કાન્તા**—જાઓ.
**વિલાસવતી**—ચુપ બની.

**વિલાસવતી—** ૨૮

લગની લગાડી લ્હેરીલાલ કવિ પ્યારા મ્હોડી રખા શું પલંગ, ટેક
ઘેલી કરી ન જુઓ તાલ કવિ પ્યારા પ્રગટાવી અંગે અનંગ.
તારા પ્રેમનો રંગ અંગ વ્યાપીઓ મુને,
થયું દીલડું દીવાનું જોઇને તુને.
ધરી રહેમ મીઠા પ્રેમથી બોલાવ કવિ પ્યારા. મ્હોડી

**શ્રીદેવી—** ૨૯

ચાલો ચાલો ચેલાજી છોગાળા છેલાજી,
અલબેલા શીકાર આજ ખેલીએ,
ખુબ ખંતે શીખાવું પોપટજી પઢાવું.
સજાવું આયુધ રંગ રેલીએ. ચાલો
કામ કળાનો છબીલા ગ્રંથ ગોખાવું,

**કાળીદાસ**—ચાલો છબીલી તોતો આનંદે આવું

**શ્રીદેવી**—ચાલોજી રસીયાજી રંગે રમાવું

**કાળીદાસ**—હાલો હાલો હૈયાહાર

**શ્રીદેવી—** જી હાલો.

પ્રેમે પધારો ભરથાર

**કાળીદાસ—** જી ચાલો. ચાલો.

## અંક ૩ ત્રીજો.

**વિલાસવતી—** ૩૦

સદ્‌ગુરૂને ઝટ જઇને છોડાવીએ,
કળાને કૌશલ્યાથી લાવીએ એ કવિરાજ. સદ.
દામથી ડોલાવીએ લટકે લોભાવીએ'
ચતુરાઈ ચલાવીને લાવીયે એ કવિરાજ સદ
ચાહે તેમ કરશું પાછા ન ફરશું,
ન છુટે તો મરશું પણ લાવીયે એ કવિરાજ, સદ

**કાળીદાસ—** ૩૧

હે વિશ્વપતિ કરી વ્હાર ઉગાર હા હા વિનતી કરૂં વણુવાંકે હું મરૂં,
દીનદયાળ ખાળ કાળ હા હા બીરદ નીજ ખરૂં. વિચાર તાહેરૂં. વિ.
નિષ્કલંકીત કર મુને તું ભલે પછી પ્રાણ જાય,
સાચો ઠરી સ્વર્ગે વળુ તો કિર્તિ અમર થાય.
છું હીરો પણ કુસંગતથી કાચ થઇને હું પડયો,
કપટીઓના કપટથી આ વિપત્તિમાં આવી અડયો.
ધાઓ પ્રભુ ધાઓ આવો હા હા તુજ ચરણે શીશ ધરૂં.
તુંહી તુંહી ઉચરૂં. હે વિશ્વ.

**ઝેરીમલ—** ૩૨

જો જે નીચ રડા કહેનારી ગુલામ,
ટાળું તુજ ગુમાન ખાળુ અભિમાન.
પુરૂં તારી હામ પહોંચાડું સ્વધામ,
ત્યારે શાન્ત થઇને પામીશ આરામ.
દીધા છે તેં ડામ ઉચ્ચારી ગુલામ,
આપીશ તેનો બદલો હવે હું તમામ.
ભરાવું સલામ કરાવું પ્રણામ,
તો તો જાણુ સાચું ઝેરીમલ નામ. જોજે

**લીલાદેવી—** ૩૩

મનહર મઘમઘતા પુષ્પે પિયુને વધાવું,
વૃક્ષઃસ્થળમાં વસનારને વારી જાવું.
શેવ બજાવું રીઝાવું પ્રેમરસ પ્રિય તમને પ્રેમે પાઉં, મનહર.
કરજોડીને કીંકરી વિનવે વંદી શિવ,
અમર આયુષ આપજો મમ સ્વામીને ઈશ;
ખુશ થાઉં હર્ષાઉં.
નિત્યે નરહર તવ નામ જપી ગુણ ગાઉં. મનહર.

**ભોજ—** ૩૪

થુથુથુ કુટીલ કામી નષ્ટ નરક ઠામી નિમક હરામી દુર થા,
જાજાજાજા ધીકરે પાપી ચંડાળ કરીશ તારોજ કાળ;
હત્યારા ઠગારા ધુતારા પાપી સંભાળ, થુથુથુ
રંક જાણુ રાખ્યો તેનો તેં નીચ બદલો આ આપ્યો;
ભજીલે હરીને પાપી પસ્તાવો કરીને તાબે તું યમને બસથા, થુથુથુ.

**સર્વસભા—** ૩૫

વાહ મળી વધાઈ નવી કવિરે મળશે મળશે બળશે,
સહુના દુઃખ ટળશે સુખ ફળશે ફળશે; વાહ.
ધાર ઈન્દુ કવિરાજ ઉદય થશેજ આજ,
રંગ જંગ પુરમાંજ વાગે આનંદના સાજ; કવિ.
મળીજન કુલ થઇને પ્રફુલ વધાવીએ ફુલ,
ટાણું આ અમુલ; કવિ.

**સર્વસભા—** ૩૬

જયજય મહાકાળી માત ભવાની સ્હાય સદાની,
દાની દેવી ચર્ણો સેવી રહુ પદમાં; જય.
છે પતેહ ફતેહમા તુજ કૃપામાં બાળક જાણી લેજે છામાં,
આદ્ય એશ્વરી અળગીથામાં હું બાળકછું તારોમા; જય.

**સમાપ્ત.**

# જાહેર ખબર

નિચે દર્શાવેલી કિંમતથી નાટકના ગાયનોની ચોપડીઓ ગૃહસ્થોને જોઇતી હશે તેને રોકડી કિંમતે "શ્રી સુંદરવિલાસ નાટક કંપનીમાંથી મળશે.

| | | |
|---|---|---|
| પવિત્ર લક્ષ્મિ નાટકના ગાયનો | ... ... ... ... | ૦—૨—૦ |
| ગુલબંકાવલી નાટકના ગાયનો | ... ... ... ... | ૦—૨—૦ |
| મદનચંદ્રિકા નાટકના ગાયનો | ... ... ... ... | ૦—૨—૦ |
| હંસાકુમારી નાટકના ગાયનો | ... ... ... ... | ૦—૨—૦ |
| અભેયસિંહ નાટકના ગાયનો | ... ... ... ... | ૦—૨—૦ |
| કર્મફળ નાટકના ગાયનો... | ... ... ... ... | ૦—૨—૦ |
| નરસિંહ મહેતા નાટકના ગાયનો. | ... ... ... | ૦—૨—૦ |
| શેઠ સગાળશાહ નાટકનાં ગાયનો. | ... ... ... | ૦—૨—૦ |
| શ્રી કૃષ્ણ–સુદામા નાટકનાં ગાયનો | ... ... ... | ૦—૨—૦ |
| કાળીદાસ–ભોજ નાટકનાં ગાયનો | ... ... ... | ૦—૨—૦ |

ઉપર બતાવેલાં તમામ પુસ્તકો જ્યાં કંપનીનો મુકામ હશે ત્યાંથી મળશે.

ગ્રંથકર્ત્તા.

**રણછોડલાલ ભાઇચંદ આમલીવાળા.**